



श्रीमद् बुद्धिसागरसूरि ग्रंथमाला ग्रंथांक-८३

शास्त्रविशारद योगनिष्ठ जैनाचार्य महाकवि
बुद्धिसागरसूरिकृत,

# ध्यानविचार.

श्री अध्यात्मज्ञानप्रसारकमंडल
द्वा. वकील मोहनलाल हिमचंद-पादरा.

द्वितीयावृत्ति प्रति १०००

वीर संवत् २४५१ इ. सन. १९२४ वि.-सं. १९८१

किंमत ०-८-०



# નિવેદન

શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ તરફથી શ્રીમદ બુદ્ધિસાગરજીસૂરિ ગ્રન્થમાળાના ૮૩ મા ગ્રન્થાંક તરીકે ધ્યાન વિચારગ્રન્થની દ્વિતીયાવૃત્તિ બહાર પડે છે પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના પણ સાથે આપી છે, જે શેઠ ઉત્તમચંદ વીરચંદની સહાયથી પ્રગટ થએલ હતી આ દ્વિતીયાવૃત્તિ શ્રી પેથાપુરના શ્વેતામ્બર જૈન ગૃહસ્થ વા. ભગુભાઈ સુરચંદની વિધવા ઓરત બાઈ વીજીના સ્મરણાર્થે રૂા ૫૦૦ ની સ્હાય શ્રીમદ્ બુદ્ધિસાગરજીસૂરીશ્વરના સદુપદેશથી તેમના કુટુંબીઓ મારફતે મળ્યાથી પ્રગટ કરવામાં આવી છે,

મંડળ પાસે આ કાર્ય માટે ફંડ નથી પણ શ્રીમાનો-જ્ઞાનની રુચિવાળા આ રીતે સહાય કરે છે ને મંડળ બને તેમ ઓછી કિંમતે સત્ જ્ઞાનનો ફેલાવો કરે છે માટે સહાયકના કુટુંબીઓને ધન્યવાદ આપવા સાથે જે બંધુઓને આ રીતે મંડળ મારફતે પ્રગટ થતા પુસ્તકો માટે સહાય કરવા ઇચ્છા થાય તેઓનું યથાર્થ ધ્યાન ખેંચવા રજા લઈએ છીએ કે પોતાના સ્નેહીઓના સ્મરણાર્થે આ મંડળ મારફતે પ્રગટ થતા ગ્રન્થોમાં મદદ કરવા ચૂકશો નહીં

લી૦

સં ૧૯૮૧ માગશર સુદિ ૧૫

અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ



# ધન્યવાદ!

---

## પેથાપુરવાસી વીસાપોરવાડ જૈન
## શેઠ સુરચંદભાઇ જમનાદાસના પરિવારને

પેથાપુરમા શેઠ સુરચંદ જમનાદાસ જાણીતા પ્રતિષ્ઠિત શ્રાવક હતા વેપારમા બાહોશ હતા નીતિથી વેપાર કરનારા હતા તથા તે તેમના કુટુબમાં વિશેષત જૈન ધર્મનાપૂર્ણ શ્રદ્ધાળુ હતા તેમના પરિવારમા તેમને પાચ પુત્ર હતા ( તેના નામ છગનલાલ સુરચંદ, હકમચદ સુરચદ હાથીભાઇ સુરચદ, લલુભાઇ સુરચદ તથા ભગુભાઇ સુરચદ ) તેમનુ કુટુબ મોટુ છે મોટા છોકરા છગનલાલના પુત્ર ભુલાખીદાસના પુત્ર ચુનીલાલ હાલ આકોલામા વેપારાર્થે રહે છે તે ધર્મમા શ્રદ્ધાળુ છે બીજા પુત્ર હકમચદ તેમના પુત્ર પાચ છે ( તેમના નામ મોતીલાલ અમથાલાલ, મોહનચદ સકરચદ તથા ગીરધરલાલ ) તેમા મોતીલાલ હકમચદ પેથાપુરમા રહે છે તથા શેઠ અમથાલાલ હકમચદ હાલ સાણદામા વેપાર કરે છે તથા મોહનચદ સકરચદ તથા ગીરધરલાલ એ ત્રણુ બધુઓ વરાડ પ્રાતમા આકોલા ગામે વેપારાર્થે રહે છે સર્વ પુત્રો ધર્મની શ્રદ્ધાવાળા છે તથા ત્રીજા પુત્ર હાથીભાઈ સુરચદ તેમના પૌત્ર માધવલાલ હાલ સાણદામા રહે છે તથા ચોથા પુત્ર લલુભાઇ સુરચદ તેમના પુત્ર ટોલાભાઇ હાલ સાણદામા રહે છે અને ધર્મની શ્રદ્ધાવાળા છે સુરચદના સુપુત્રોએ ધ્યાન વિચાર છપાવવા માટે ગુરૂ મહારાજ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજીના ઉપદેશથી (રૂ ૫૦૦) શેઠ ભગુભાઇ સુરચદની વિધવા શ્રાવક બાઇ વીજીના ધર્માર્થે કાઢેલા તેમાથી આ પુસ્તક છપાવવા માટે આપ્યા છે ભવિષ્યમા જૈન ધર્મની ઉન્નતિના સારા કાર્યો કરે એવા આશયથી તેમના કુટુબને ધન્યવાદ આપવામા આવે છે તેઓ જૈન ધર્મના વધુ પુસ્તકો છપાવીને જૈન ધર્મની સેવા બજાવે એમ ઇચ્છવામા આવે છે

| | |
|---|---|
| વિ સ ૧૯૮૦<br>આશો<br>વિજયાદશમી | લી૦<br>અધ્યાત્મજ્ઞાન પ્રસારક મ ડળ |

( પ્રથમાવૃત્તિની )

# પ્રસ્તાવના.

---

ધ્યાન વિચાર ગ્રન્થમા ધ્યાનના વિચારો છે, મનુષ્યે દુર્ધ્યાનનો ત્યાગ કરવો જોઇએ અને સુધ્યાનનો આદર કરવો જોઇએ મનુષ્ય માત્રને સુધ્યાનની આવશ્યકતા છે ધ્યાન વિચારમા જૈન શાસ્ત્રોના આધારે વિચારો જણાવવામા આવ્યા છે ધ્યાન કરતા કરતા મનની એકાગ્રતા થાય છે, મનનનો પણ ધ્યાનમા સમાવેશ થાય છે **अन्नत्थउस्ससिएणं** સૂત્રમા **ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि** પાઠ આવે છે ધ્યાનવડે બહિરાત્મ ભાવનો ત્યાગ કરૂ છુ ' એ વાકયથી પણ શ્રાવકોએ તથા સાધુઓએ ધ્યાન કરવુ જોઇએ એમ સિદ્ધ થાય છે **पायच्छित्तविणओ, वेयावच्च तहेव सज्झाओ, झाणउस्सग्गोविअ, अभिंतरओ तवो होइ** ॥१॥ અતિચારની આઠ ગાથામા પણ અભ્યન્તર તપમા ધ્યાન સ્વીકાર્યુ છે, અને ધ્યાનના અતિચારો ટાળવાનુ કથ્યુ છે, શ્રીમદ્ હરિભદ્રસૂરિ શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય અને શ્રી આનન્દઘનજી વગેરે સ્વગ્રન્થગ્રન્થોમા ધ્યાનની ઉત્તમતા વર્ણવે છે શાસ્ત્રોના આધારે કહેવામા આવે છે કે ધ્યાન વિના મુક્તિ થતી નથી ધ્યાન એ અન્તરનુ ચારિત્ર છે ધ્યાનરૂપ ચારિત્ર વિના કેવલ જ્ઞાન પ્રગટતુ નથી ક્ષયોપશમજ્ઞાનનુ ફળ ધ્યાન છે, તેથી ધ્યાનની ઉત્તમતા અને આદેયતા સ્વત સિદ્ધ થાય છે આ ગ્રન્થમા આર્તધ્યાન રૌદ્ર ધ્યાન, ધર્મધ્યાન અને શુક્લધ્યાન એ ચાર ધ્યાનનુ વર્ણન કરવામા આવ્યુ છે અને એ ચારધ્યાનના સબધવાળી અન્ય બાબતોનુ પણ વિવેચન કરવામા આવ્યુ છે પ્રથમ લેખકશક્તિની પ્રારભાવસ્થામા આજથી દશ વર્ષ પૂર્વે આ ગ્રન્થ લખાયો હોવાથી ભાષાની ઉચ્ચતા અને ભાવાર્થરચનાની સુન્દરતામા ન્યૂનતા દેખવામા આવે એ સુસ્પષ્ટ છે તથાપિ સરલભાષાથી ભાવાર્થને ગ્રહવામા કોઇ જાતની ક્લિષ્ટતા દેખવામા આવતી નથી, તેથી બાળજીવોનો આ ગ્રન્થના વાચનથી ધ્યાનમા સહજે પ્રવેશ થઇ શકશે

છપાવવામા કોઇ ઠેકાણે રાબ્દ વાક્યની અશુદ્ધિ આદિ દોષ રહ્યા હોય તો સજ્જનો તેને સુધારી વાચશે, તેમજ કોઇ ઠેકાણે શાસ્ત્ર વિરૂદ્ધાદિ દોષો હોય તો તેને પડિતોએ સુધારવુ, દુર્ધ્યાન અને સુધ્યાનના ભેદોનુ જ્ઞાન થવાથી મનુષ્યો દરેક ધાર્મિક ક્રિયાઓ કરતી વખતે દુર્ધ્યાનથી દૂર

રહેશે અને પોતાની મનોવૃત્તિને સુધારશે તેથી આ ગ્રન્થની ઉપયોગિતા કેટલી છે તેનો સહેજે વાચકોને ખ્યાલ આવશે સુધ્યાન વિના મનની નિર્મળતા થતી નથી મોટા મુનિવરો પણ ધ્યાનને ધ્યાવે છે અને પોતાના આત્માના ગુણો પ્રગટાવવા પ્રયત્ન કરે છે મનના પાપ ધોવાને માટે ધ્યાનની આવશ્યકતા દરેક દર્શનના અનુયાયીઓ સ્વીકારે છે શ્રીપાલરાજાએ નવપદનું ધ્યાન ધર્યું હતું ધ્યાન ધરવું એ મુનિનું પરમ કાર્ય છે લક્ષ્મી વિના ગૃહસ્થ જેમ શોભી શક્તો નથી તેમ ધ્યાન વિના મુનિ શોભી શક્તો નથી. શ્રીમન્મહાવીર પ્રભુએ સાડા બાર વર્ષ પર્યંત ધ્યાન ધર્યું હતું અને તેથી તેમણે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું જે મનુષ્યો ધ્યાન સમાધિ વગેરેને ઉત્થાપે છે તે જૈનધર્મના ઉત્થાપક બને છે અને તેઓ દુર્ગતિમા પ્રવેશ કરે છે ધ્યાનથી સત્ય સુખ પ્રાપ્ત થાય છે તેની દિશા આ પુસ્તકમા જણાવી છે મુમુક્ષુઓ ધ્યાન વિચાર નામના પુસ્તકને વાચી સુધ્યાનના અધિકારી બનો! એજ **हिताकाक्षा छे**
**ॐ शान्ति** ॥ ३ ॥ સં ૧૯૬૮



# દ્વિતીયાવૃત્તિ—પ્રસ્તાવના.

ધ્યાન વિચાર પુસ્તક વિ સ ૧૯૫૮ ના ચૈત્ર સુદિ ૧ ના રોજ પા૦ રાના સુશ્રાવક વકીલ શા મોહનલાલભાઇ હિમચદભાઇની વિજ્ઞપ્તિથી રચ્યુ હતુ તે પુસ્તક છપાવતા કેટલાક કારણોથી વાર લાગી હતી મહુવાના એક શ્રાવકને તે પુસ્તક છપાવા આપ્યુ હતુ, પણ તેને છપાવતા વાર લગી તેથી શ્રી ભાવનગર આત્માન૦ સભાના એ સેક્રેટેરી ગાધી વલ્લભદાસ ત્રિભુવનદાસની મારફત શ્રી જૈન આત્માનદ સભા તરફથી વિ સ ૧૯૬૮ ના કારતક વદિ ૧૩ ના રોજ છપાવી પ્રસિદ્ધ કર્યું આ પુસ્તકમા આર્તધ્યાન રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુકલધ્યાન એ ચાર ધ્યાનનુ સ્વરૂપ આપવામા આવ્યુ છે તથા બાર ભાવના ઓનુ વર્ણન કરવામા આવ્યુ છે બાળ જીવોને ચાર ધ્યાનનુ સ્વરૂપ સમજા વવાને માટે આ ગ્રથ રચવામા આવ્યો છે આ ગ્રથમા જીનાજ્ઞા વિરૂદ્ધ જે કાંઈ અજ્ઞાણતા લખાયુ હોય અગર છપાયુ હોય તો તેને જ્ઞાનીપડિત પુરૂષો સુધારશે એવી આશા રાખુ છુ ગમે તેવો છદ્મસ્થ જ્ઞાની શ્રી ગૌતમ ગણધર જેવો હોય તોપણ ઉપયોગથી ચૂકી જાય છે તો મારાથી પણ અનુપયોગે જે કઈ ભૂલ થઇ હોય તો તેની સઘની આગળ માફી માગુ છુ ધ્યાન વિચાર પુસ્તકની ઘણાઓ તરફથી માગણીઓ આવી તેથી તેને બીજી વાર છપાવતા શબ્દ વિગેરેમા કોઇ કોઇ સ્થળે સુધારા વધારા કરવામા આવ્યા છે તેમજ ઉપયોગ પૂર્વક જોઈ તેટલુ સુધારવામા આવ્યુ છે આ પુસ્તક અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મડળ તરફથી પ્રગટ થાય છે આ પુસ્તકના પ્રૂફ સુધારવામા પેથાપુર નિવાસી શા મોતિલાલ પાનાચદ તથા પરીખ રમણિકલાલ ડાહ્યાભાઇએ બનેએ મદદ કરી છે

લે૦—બુદ્ધિસાગર.

મુ—પેથાપુર

વિ સ ૧૯૮૦ આસો વિજયાદશમી.



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધિ |
| --- | --- | --- | --- |
| ૮ | ૯ | પ્રકાગ્ના | પ્રમરના |
| ૧૭ | ૨૧ | ગવેડા | ગધેડા |
| ૨૦ | ૧૮ | વનરાગી | વીતરાગ |
| ૨ | ૯ | નત્રમા | સૂત્રમા |
| ૨૩ | ૧૧ | નિગ્ર થા. | નિગ્રન્થ |
| ૨૯ | ૫ | ગતમા | ાતિમા |
| ૬૧ | ૧૩ | ુગંધનુ | ર્ગંધનુ |
| ૪૦ | ૧૮ | ક્રાધ | ક્રાવ. |
| ૪૮ | ૧૦ | કરતા | રતા |
| ૫૧ | ૮ | રહત | રહિત. |
| ૫૬ | ૧ | આઠગી | આઠમી. |
| ૬૧ | ૧૮ | મઠળમા | મડળમા |

# श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ तरफथी

## श्रीमद् बुद्धिसागरसूरिजीग्रन्थमाळामां

## प्रगट थयेला ग्रन्थो



| ग्रथांक | | पृष्ठ | किमत. |
|---|---|---|---|
| | १ क. भजन सग्रह भाग १ लो | २०० | ०–८–० |
| * | १ अध्यात्म व्याख्यानमाळा. | २०६ | ०–४–० |
| * | २ भजनसग्रह भाग २ जो | ३३६ | ०–८–० |
| * | ३ भजनसग्रह भाग ३ जो | २१५ | ०–८–० |
| * | ४ समाधिशतकम् | ६१२ | ०–८–० |
| | ५ अनुभवपच्चिशी. | २४८ | ०–८–० |
| | ६ आत्मप्रदीप | ३१५ | ०–८–० |
| * | ७ भजनसग्रह भाग ४ थो. | ३०४ | ०–८–० |
| | ८ परमात्मदर्शन | ४०० | ० १२-० |
| * | ९ परमात्मज्योति | ५०० | ०-१२-० |
| * | १० तत्त्वबिंदु. | २३० | ०–४–० |
| * | ११ गुणानुराग ( आवृत्ति बीजी ) | २४ | ०–१–० |
| * | १२–१३ भजनसग्रह भाग ५ मो तथा ज्ञानदीपिका | १९० | ०–६–० |
| * | १४ तीर्थयात्रानु विमान (आ बीजी) | ६४ | ०–२–० |
| * | १५ अध्यात्मभजनसग्रह. | १९० | ०–६–० |
| * | १६ गुरुबोध | १७४ | ०–४–० |
| * | १७ तत्त्वज्ञानदीपिका. | १२४ | ०–६–० |
| | १८ गहूंलीसग्रह भा १ | ११२ | ०–३–० |

| | | |
|---|---|---|
| * १९-२० श्रावकधर्मस्वरूप भाग १-२ ( आवृत्ति त्रीजी ) | ४०-४० | ०-२-० |
| * २१ भजनपदसग्रह भाग ६ ठो | २०८ | ०-१२ ० |
| २२ वचनामृत | ८३० | ०-१४-० |
| २३ योगदीपक | ३०८ | ०-१४-० |
| २४ जैन ऐतिहासिक रासमाळा | ४०८ | १-०-० |
| * २५ आनन्दघनपद ( १०८ ) सग्रह | ८०८ | २-०-० |

भावार्थ सहित

| | | |
|---|---|---|
| * २६ अध्यात्मशान्ति ( आवृति बीजी ) | १३२ | ०-३-० |
| २७ काव्यसग्रह भाग ७ मो | १५६ | ०-८-० |
| * २८ जैनधर्मनी प्राचीन अने अर्वाचीन स्थिति | ९६ | ०-२-० |
| * २९ कुमारपाल ( हिंदी ) | २८७ | ०-६-० |
| ३० थी ४-३४ सुखसागर गुरुगीता | ३०० | ०-४-० |
| ३५ षड्द्रव्यविचार | २४० | ०-४-० |
| * ३६ विजापुरवृत्तात | ९० | ०-४-० |
| ३७ साबरमतीकाव्य | १९६ | ०-६-० |
| ३८ प्रतिज्ञापालन | ११० | ०-५-० |
| ३९-४०-४१ जैनगच्छमतप्रबध, सघप्रगति, जैनगीता | ३०४ | १-०-० |
| ४२ जैनधातुप्रतिमा लेखसग्रह भा १ | | १-०-० |
| ४३ मित्रमैत्री. | | ०-८-० |
| ४४ शिष्योपनिषद् | ४८ | ०-२-० |
| ४५ जैनोपनिषद् | ४८ | ०-२-० |
| ४६-४७ धार्मिक गद्यसग्रह तथा सदुपदेश भाग १ लो | ९७६ | ३-०-० |

| | | | |
|---|---|---|---|
| ४८ | भजनसग्रह भा. ८ | ६७६ | ३-०-० |
| ४६ | श्रीमद् देवचद्र भा. १ | १०२८ | २-०-० |
| ५० | कर्मयोग. | १०१२ | ३-०-० |
| ५१ | आत्मतत्त्वदर्शन. | ११२ | ०-१०-० |
| ५२ | भारतसहकारशिक्षणकाव्य. | १६८ | ०-१०-० |
| ५३ | श्रीमद् देवचद्र भा २ | १२०० | ३-८-० |
| ५४ | गहुली सग्रह भा २ | १३० | ०-४-० |
| ५५ | कर्मप्रकृतिटीकाभाषातर | ८०० | ३-०-० |
| ५६ | गुरुगीत गुहली सग्रह. | १६० | ०-१२-० |
| ५७-५८ | आगमसार अने अध्यात्मगीता | ४७० | ०-६-० |
| ५६ | देववदन स्तुति स्तवन सग्रह. | १७५ | ०-४-० |
| ६० | पूजासग्रह भा. १ लो. | ४१६ | १-०-० |
| ६१ | भजनपद सग्रह भा. ६ | ५८० | १-८-० |
| ६२ | भजनपद सग्रह भा. १० | २०० | १-०-० |
| ६३ | पत्रसदुपदेश भा. २ | ५७५ | १-८-० |
| ६४ | धातुप्रतिमालेख सग्रह भाग २ | | १-०-० |
| ६५ | जैनदृष्टिए ईशावास्योपनिपद् भावार्थ विवेचन. | | १-०-० |
| ६६ | पूजासग्रह द्वितीयावृत्ति तथा अन्यपूजाओ सहित- भाग २ जीजो | | २-०-० |
| ६७ | स्नात्रपूजा | | ०-२-० |
| ६८ | श्रीमद् देवचद्रजी अने तेमनु जीवनचरित्र. | | ०-२-० |

## सस्कृत ग्रन्थो

न. ६६ शुद्धोपयोग
७० दयाग्रन्थ
७१ श्रेणिक सुबोध
७२ कृष्णगीता
} ०-२-०

७३ मधकर्तव्यग्रन्थ
७४ प्रजासमाजकर्तव्यग्रन्थ
७५ शोकविनाशक
७६ चेटकबोधग्रन्थ
} ०-२-०

७७ सुदर्शनासुबोध.

| | |
|---|---|
| ७८ लाला लाजपतराय अने जैनधर्म किं | ०-४-० |
| ७६ चिन्तामणि | ०-४-० |
| { ८० जैनधर्म अने खिस्तीधर्मनो मुकाबलो द्वितीयावृत्ति— | |
| { ८१ जैन खिस्ती सवाद प्रथमावृत्ति | की १-०-० |
| ८२ सत्यस्वरूप | ०-१२-० |
| ८३ ध्यान विचार द्वितीयावृत्ति | ०-८-० |

---

## हालमा छपाता ग्रन्थो

( १ ) आत्मप्रकाश (२) कन्याविक्रयनिषेध तथा बाललग्ननिषेध
( ३ ) तत्त्वविचार ( ४ ) जैनधार्मिक शका समाधान
( ५ ) क्षमापना ( ६ ) मोढ विजापुर वृत्तात
( ७ ) उ० श्रीयशोविजयजी ( ८ ) आत्मशक्ति प्रकाश
निबन्ध ( ६ ) श्री देवचद्रजी निर्वाण विला
( १० ) श्री मणिचद्रजीकृत २१ रास ( श्रीमद् देवचद्र
मज्झाय भावार्थ जीवन चरित्र )
(आत्मदर्शन)
( ११ ) मुद्रित जैन श्वेताम्बरादि ग्रथ नामावलि
( जैनग्रन्थ गाइड )

( १२ ) भजन सग्रह भाग १ आवृत्ति ४
( १३ ) अध्यात्मगीता ( सस्कृत )
( १४ ) आत्मसमाधिशतक ( सस्कृत )
( १५ ) जीवकप्रबोध ( सस्कृत )
( १६ ) आत्मस्वरूप ( सस्कृत )
( १७ ) परमात्मदर्शन ( सस्कृत )
( १८ ) भजनसग्रह भा. ११ मो
( १९ ) आत्मशिक्षा भावना भावार्थ
( २० ) शोक विनाशक बोध.

પુસ્તક મળવાનુ ઠેકાણુ—

વકીલ શા. મોહનલાલ હિમચદભાઈ—શ્રી પાદરા.

શા આત્મારામ ખેમચદ કાપડીઆ—મુ સાણુદ.

ભાખડીઆ શા. નગીનદાસ રાયચદ
ઠે૦ પાજરાપોળની ખડકી—મુ મ્હેસાણા.

શા. મણીલાલ અમથાલાલ એન્ડ બ્રધર્સ કું
ઠે૦ કોટ બજાર ગેટ સ્ટ્રીટ ન ૧૯૨૯૪—મુબઈ

શા. મેઘજી હીરજી બુકસેલર
ઠે૦ પાયધુની—મુબઇ.

શ્રી જૈન જ્ઞાનમદિર
હા શા ચદુલાલ ગોકળભાઈ
( ગુજરાત )-મુ. વિજાપુર.

शास्त्रविशारद योगनिष्ठ जैनाचार्य महाकवि
बुद्धिसागरसूरिकृत,

# ध्यानविचार.




# ધ્યાનવિચાર.

## મંગલાચરણ

### દુહા.

પ્રણમુ પાર્શ્વજિણંદને, ચિદાનન્દ ભગવંત,
તાસપસાયે ધ્યાનનો, લેશ કહુ કું સંત ॥ ૧ ॥
મુક્તિ મારગ સાધના, ધ્યાવો ધ્યાનવિચાર,
અશુભ અશુદ્ધના ત્યાગથી, શુભ શુદ્ધ સુખકાર ॥ ૨ ॥
મુક્તિ કાર્ય સાધનતણા, અસંખ્ય યોગ કહેનાય,
તેમા પણ ધ્યાનજ વડુ, ધ્યાને કર્મ ખપાય ॥ ૩ ॥
તેકારણ કહીશુ હવે, ધ્યાનતણો અધિકાર,
પૂર્વગ્રંથ અનુસારથી, કરતા જગજયકાર ॥ ૪ ॥
આર્ત રૌદ્રને ધર્મ તેમ, શુકલધ્યાન એ ચાર,
આદ્ય બે પરિહાર યોગ્ય, અંતિમ બે હિતકાર ॥ ૫ ॥

અર્થ—ધ્યાન ચાર પ્રકારે છે, આર્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુકલધ્યાન—એ ચારધ્યાનમાથી આર્તધ્યાન અને રૌદ્રધ્યાન ત્યાગ કરવા યોગ્ય છે, અને છેલ્લા બે ધર્મધ્યાન તથા શુકલધ્યાન આદરવા યોગ્ય છે એ બે ધ્યાનથી અનાદિ કાળના જન્મમરણના દુખો ટળે છે એ ચારે ધ્યાનના ચાર ચાર પાયા છે, તેનુ સ્વરૂપ બતાવે છે

## દુહા

પ્રથમ ઇષ્ટ વિયોગ છે, અનિષ્ટ સંયોગ તેમ
રોગની ચિંતા અગ્રશોચ, આર્તધ્યાનના એમ ॥ ૬ ॥

અર્થ—પ્રથમ ઇષ્ટવિયોગ આર્તધ્યાન—પોતાને પ્રાપ્ત થએલા ધન, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, રૂપ, સુવર્ણ, કૂપ, દ્વિપદ, અને ચતુષ્પદનો રખેને વિયોગ થાય એવું ચિંતવન મનમાં કર્યા કરે માતા, પિતા, ભાઈ, બેન, પુત્ર, સ્ત્રી, અને મિત્ર પ્રમુખનો વિયોગ રખે મારે થાય, અને કદાચિત્ તેનો વિયોગ થયો તો મનમાં ઘણો ખેદ કરે અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરે, વિલાપ કરે, રૂદન કરે, પોતાના પ્રિયપુત્રના મૃત્યુથી હાય હાય કરે, રૂવે, માથું કૂટે, દૈવને ઠપકો આપે, અરે ! મારૂં કેમ તેના પહેલા મરણ થયું નહીં હું હવે કોને પુત્ર કહી બોલાવીશ અરે ! આ હૃદય કેમ ફાટી જતું નથી, એમ શોક કરે તથા વ્હાલી સ્ત્રીનો વિયોગ એટલે તેનું પોતાનાથી દૂર જવું વા તેનું મરણ થાય તો બાવરા જેવો થઈ જાય, વારવાર તેને યાદ કરી રૂદન કરે, અરે ! એ મારી સ્ત્રી, તારા જેવી દુનિયામાં થોડી સ્ત્રીઓ થશે, તારી વાણી તથા તારો પ્યાર હું કેમ વિસરીશ મનની છાની વાતો તારા વિના હું કોને કહીશ ઘરની ચિંતા તથા સાર સંભાળ કોણ કરશે મારૂં દુઃખ દેખી દુઃખી કોણ થશે હાય હાય હવે કેમ કરૂં અરે વ્હાલી સ્ત્રી ! મારૂં હૃદય તારા વિના શૂન્ય જેવું થઈ ગયું છે એમ સંકલ્પ વિકલ્પ મનમાં કરે–રૂવે વારવાર તેને યાદ કરી રૂદન કરે, શોક કરે તથા માતા પિતાનો વિયોગ થયે છતે રૂવે, શોક કરે, વિલાપ કરે, તે પણ દુઃખનું કારણ છે કોઈ સ્ત્રીને પોતાના પતિનો વિયોગ થાય ત્યારે કલ્પાંત રૂદન કરે, રડે, કૂટે અને અનેક પ્રકારના વિલાપ કરે, અરે મારા પ્રાણનાથ ! મારૂં હવે તમારા વિના કોણ શરણ થશે તમારા વિના મારા દિવસો કેમ જશે

મારા મનની વાતો હુવે કોના આગળ કહીશ? મને સારી સારી વસ્તુઓ કોણ લાવી આપશે? મારા મનના મનોરથ કોણ પૂરા કરશે? અરે! તું હવે જીવતી કેમ રહી છે? હા દૈવ! તે મને પહેલુ મરણ કેમ ન આપ્યુ? એમ વિલાપ કરતી છાતી કુટે બીજી ગામની સ્ત્રીઓ પણ તેના ભેગી રોવા-કુટવા આવે, ત્યારે આ સ્ત્રી વધારે વધારે રૂદન કરે અને માથાના વાળ તોડે, રોતી રોતી હેઠી પડીને છાતી કૂટે, કદાપિ જો તે સ્ત્રી થોડુ રૂવે તો બીજી સ્ત્રીઓ એમ કહે કે અરે! તારી છાતી પત્થર જેવી છે કે કેમ? આ પર્વત જેવો તારો ધણી મરી ગયો તો પણ તુ કઠિણહૃદયવાળી દેખાય છે? એમ બીજી સ્ત્રીઓ શૂર ચઢાવે તેમ આ સ્ત્રી લાજની મારી વધારે વધારે કુટે, એમ સર્વ સ્ત્રી સમુદાય રોતો રોતો તળાવે જાય, એમ કરવાથી મહા અશુભ કર્મ ઉપાર્જન થાય છે અને પરભવમા તે કર્મ ભોગવવુ પડે છે વળી તળાવમા ન્હાય, બીજી સ્ત્રીઓ કુટવા આવેલી હોય તે પણ કુટતી કુટતી થાકે ત્યારે માહોમાહે પોતાના મરી ગયેલા સગા વહાલા સભારી સભારી રૂદન કરે, લીંટ નાખે. તે લીંટમા સમૂર્છિમ પચેન્દ્રિય મનુષ્યની ઉત્પતિ થાય છે તથા રસ્તામા ચાલતા કીડી મકોડા વગેરે જીવનો નાશ થાય એમ કર્મબધનનો પાર ન્હેતો નથી વળી તળાવમા અગર ઘેર ઠડા પાણીથી ગડી કુટીને નહાય તેથી તાવ પણ આવે, અને વળી મૃત્યુ પણ થાય. એમ રોવાથી આર્તધ્યાન થાય છે વળી તે સ્ત્રી પ્રિય સ્વામીના વિયોગની ચિતાથી દુર્બલ થઇ જાય છે પણ તે જાણતી નથી કે આ સસારમા કોઈ કોઇનુ નથી આઉખુ આવી રહ્યુ, એટલે કરેલા કર્મના અનુસારે જીવ પરગતિમા જશે, માટે તુ ફોગટ કેમ રૂદન કરે છે?—જન્મતી વખતે તુ એકલી આવી હતી તો મરતી વખતે પણ તુ એકલી જઇશ. આવા જન્મ મરણ, જીવે અનતીવાર કર્યા અને તેમા સ્વામીઓ પણ અનતા કર્યા, તો કોને તુ રોઇશ? આ સર્વ બાજીગરની માયા

જેવુ છે એમ વિચારી રૂદન કરે નહીં તથા શોક કરે નહીં, અને જે શોક કરશે, રૂદન કરશે, છાતીઓ કુટશે, તથા તેને રૂદન કરવામા જે ઉશ્કેરણી કરશે, તે સર્વ પાપકર્મ ઉપાર્જન કરશે, પોતાના ધણીના વિયોગ થવાથી શોક કરે, દુ ખથી હાય હાય કરે, તથા પોતાનુ ધન ચોરાઇ જવાથી રૂદન કરે, હાય વરાળ કરે, તથા ઘર, હાટ બળી જવાથી શોક કરે, તથા ઘોડા, દાસ દાસીના વિયોગ થવાથી દુ ખ ધરે, વ્હાલી વસ્તુના વિયોગ થવાથી આત્મઘાત કરવા ધારે, વ્હાલી વસ્તુના વિયોગ કરાવનાર ઉપર ક્રોધાતુર રહે, તેનુ બૂરૂ વાછે એ ઇષ્ટવિયોગ નામના આર્ત ધ્યાનના પહેલા પાયો કહ્યો, એ ધ્યાનથી તિર્યંચગતિમા જવું પડે છે માટે ભવ્યજીવોએ એવા વિચારના ત્યાગ કરવો

**હવે આર્તધ્યાનનો અનિષ્ટ સ યોગ નામના બીજો પાયો** કહે છે પાચ ઇન્દ્રિયોના સુખને વિઘ્નકારક ખરાબ સ્પર્શ, રસ, ગ ધ રૂપ અને શબ્દ આદિનો રખે સ યોગ થાય એવી મનમા ચિ તા કરે, શોકકરે વળી ઘરમા સ્ત્રી ખરાબ મળી હોય તો, વિચારે જે આવી ખ રાબ દુર્ભાગિણી સ્ત્રી મને કેમ મળી ? એ કયારે હવે મારાથી દૂર થાય, પાપીણીના જ્યારથી સ યોગ થયો છે, ત્યારથી અમો નિર્ભાગી થયા એના પગલાથી ઘરનુ ધન નાશ થયુ જગ વાર પણ સુ ખથી અમો બેઠા નહીં એમ વિચાર કરે, તથા પુત્ર ખરાબ હોય તો દૈવને ( નસીબને ) ઠપકો આપે કે તે આવો પુત્ર મને કેમ આપ્યો ? એના વિના વાઝીયા રહ્યા હોત તો ઠીક જરાવાર પણ અમને તે સુખ આપતો નથી હવે એ આખોથી કયારે દૂર થાય એમ ચિતવે, તથા ભાઇ પોતાનો વિશ્વાસઘાતી હોય તો મનમા વિચારે જે હાય હાય મારાથી કુડ કપટ કરી છાનુ ધન રાખે છે એ મારૂ બૂરૂ વાછે છે લોકોની આગળ મારી નિદા કરે છે મને દુ ખી કરવા ઉપાય શોધ્યા કરે છે અરે દૈવ ! આવા ભાઈ સ સારમા કેમ મને મળ્યા ? એ મારાથી ક્યારે દૂર

થશે, એમ સંકલ્પ વિકલ્પ કરે, પિતા ક્રોધી હોય તો વિચારે જે આવો પિતા કેમ મળ્યો એમ વિચારી શોકાતુર થાય માતા વ્યભિચારિણી હોય, તથા દાસ દાસીઓ ખરાબ હોય તેથી ખરાબ વિચાર કરે અને તેમના સબંધમા તેમનુ બૂરૂ કરવાની ચિંતા થાય વળી સ્ત્રી મનમા એમ વિચાર કરે કે મારી શોકય બહુજ ખરાબ છે એ પાપીણી વાર વાર લોકોની આગળ મારી નિન્દા કરે છે અને પતિને આડુ અવળુ સમજાવી તેને વશ કર્યો છે તેના કહ્યા પ્રમાણે મારો ધણી ચાલે છે, મારા સામુ જોતો નથી અને મને બોલાવતો પણ નથી હાય, હાય, મારા માત પિતાએ આવા ધણી સાથે મ્હને કેમ પરણાવી ધણીને વશ કરવાને મન્ત્ર, તન્ત્ર અને કામણ દુમણુ કરે, વળી સેવક મનમા એવો વિચાર કરે જે મારા શેઠની વા ઉપરીની પાસે મારો દુશ્મન અમુક ચાડી ખાશે, અને મને નોકરીમાથી બાતલ કરાવશે તો તેથી હુ શુ કરીશ ? એમ જાણી દુશ્મનોનો નાશ કરવા ઉપાય ચિંતવે તે વખતે દુશ્મનોના નાશ માટે મંત્ર, તંત્ર, મારણ, મૂઠ, ચોટ અને ઉચ્ચાટન, વગેરે કરે, અને શેઠના ઉપર વશીકરણ કરે, દુશ્મનો ઉપર જૂઠા કલંક થાપે, બલિદાન દેવા વાસ્તે ત્રસ જીવને મારે, મારા અમુક દુશ્મનનો નાશ થશે તો હે યક્ષ ! દેવી ! અમુક માનતા તમને ચઢાવીશ, તથા બલિદાન દેવા વાસ્તે ત્રસ જીવોને મારે, વળી મૂઠ મારે, તથા વીગ નાખી મારવા ચાહે, પરંતુ મૂર્ખ મનમા વિચારતો નથી કે જો તુ સાચો છે તો દુશ્મનો શુ કરવાના છે ? વળી જ્યા સુધી સામાનુ પુણ્ય બળવાન્ છે ત્યા સુધી મારણ, મંત્ર, તંત્રથી કંઈ થવાનુ નથી, વળી મનમા એવો વિચાર કરે કે મારા દુશ્મનના કુળમા અમુક માણસ જોરાવર આગળ થશે, તે મને તથા મારા કુટુંબને રખે હેરાન કરે એમ ધારી તેના નાશના ઉપાયો ચિંતવે. જો એની રાજ્ય દરબારમા આબરૂ જાય વા દંડ થાય તો બહુ સારૂ, એ સારી પાયરી ઉપર ન આવે તો

બહુ સારૂ થાય, એમ વિચારે વળી તે મારા દુશ્મનનું જો કોઈ છિદ્ર હાથમા આવે તો દેશનિકાલ કરાવુ આ પ્રમાણે મૂર્ખ—અજ્ઞ, ફોગટ સંકલ્પ વિકલ્પ કર્યા કરે વળી મનમા વિચારે જે ગામમા ચોરનો ઉપદ્રવ ઘણો થાય છે તે દુષ્ટો પકડાય અને તેને મોટી સખ્ત શિક્ષા થાય તો બહુજ સારૂ વળી પ્લેગનો રોગ ચાલતો હોય ત્યારે વિચારે જે ઉંદરોના મરણથી આ રોગ ફેલાય છે માટે આટલા ઉંદર કેમ ઉત્પન્ન થયા, એનો નાશ થાય તો આવા રોગો અટકે એમ ચિંતવે તથા વિચારે જે ઉંદરો ખેતીને હરકત કરે છે માટે એનો નાશ થાય તો બહુ સારૂ, કેટલાક રાજા વગેરે તો તેના નાશ સારૂ માણસોને મારવા મોકલે છે કેટલાક એવી જાતની દવા બનાવે છે કે તેથી તે ઉંદરોનો નાશ થાય, આમ કરવાથી Cલટુ પાપકર્મની શાંતિ નહીં થતા તીવ્ર પાપથી દુષ્કાળ પડે છે ઉલટા પ્રાણીયો દુઃખીજ થાય છે, વળી અમુક માણસ આજકાલ બહુ ફાટી ગયો છે મારી ઉપર અદેખાઈ કરે છે માટે તે હરામખોરનો કાઇ ઉપાય કરવો જોઈએ જેથી ફરી અદેખાઈ કરવી ભૂલી જાય એમ વિચારવાથી પાપકર્મ બધાય છે કારણકે અશુભ ચિંતવનથી સામાનુ કંઈ બગડતુ નથી, જે કંઈ સારૂ ખોટુ થાય છે તે પુણ્ય અને પાપના અનુસારે થાય છે તેમ છતા હે મૂઢાત્મા ! કેમ ખરાબ ચિંતવન કરે છે ? ખરાબ ચિંતવનથી ચાર ગતિમા ભ્રમણ થાય છે અનેક પ્રકારના અવતાર ધારણ કરવા પડે છે પૃથ્વી ઉપર ઘણા તીડ ઉત્પન્ન થયાથી ચિંતવે કે જે એ તીડ અનાજ ખાઈ જશે માટે એનો નાશ થઈ જાય તો સારૂ વળી દુકાનોમા ઘણા દાણા ભરેલા દેખીને વિચારે જે જો દુષ્કાળ પડે તો મને બહુ સારો લાભ મળે, એમ ચિંતવન કરે, દુશ્મનોની ચડતી દેખી વિચારે જે હાય હાય એ આટલી સંપદા ભોગવે છે, એની સંપદા નાશ થાય તો મારૂ ધાર્યું સફલ થાય—ઇત્યાદિ વિચાર દુર્ગતિના કારણ છે

૩ હવે રોગચિંતા આર્તધ્યાન નામનો ત્રીજો પાયો કહે છે.-મારા શરીરમા કોઈ કોઈ વખત અમુક અમુક રોગ ઉત્પન્ન થાય છે તે ન થાય તો સારૂ એવો વિચાર લાવી વૈદ્ય-ડૉક્ટરને પુછે કે, અમુક અમુક રોગ ઉપર કયો ઉપાય કરવો? ત્યારે વૈદ્ય—ડૉકટર કહે કે અમુક અમુક ધાતુ તથા અમુક દવા વાપરવામા આવે તો તે રોગ થતો નથી જે સાભળી તે વસ્તુઓ, મદ્ય, માસ, મધ, આદુ, લસણ, ડુગળી, માછલીનુ તેલ, ઇત્યાદિ હોય તોપણ પાપનો વિચાર કર્યા વિના ભક્ષણ કરે વળી જ્યારે શરીરમા રોગ થયો હોય ત્યારે બહુ હાય હાય કરે, અરે મને આ દુખ સહન થતુ નથી. અરે માતા, પિતા, વૈદ્ય-ડૉકટરને બોલાવો, અને મૃત્યુના ભયથી રક્ષણ કરો, રોગ થયે છતે અનેક જાતના સકલ્પ વિકલ્પ કરે, હાય ! હાય ! આ રોગમાથી હવે હુ શીરીતે જીવીશ, અમુકને આવો રોગ થયો હતો તેથી મરી ગયો અરે રખેને હુ હવે મરી જાઉં ઇત્યાદિ વિચાર કરે—અગ્રશૌચ નામના આર્તધ્યાનના પાયામા ચિતવે કે ભવિષ્યમા પાપારભના અમુક કાર્યો કરીશ ભવિષ્યમા અમુક વૈરિઓનો નાશ થશે, ભવિષ્યમા મારા પુત્રો કમાતા થશે ત્યારે આપણે નાત જાતિમા મોટા કહેવાઈશુ અને અમુક કાર્ય સાધી શકીશુ અમુક વેપારમા મને લાભ થશે તો મારી માતાની નાત જમાડીશ, આગળ ઉપર હુ મારી રીતે કમાઇશ તો મને કન્યા મળશે અને તેને છોકરા થશે તેને અમુક અમુક વેપારમા હોશીયાર કરીશ અને સારે ઠેકાણે પરણાવીશ આ પ્રમાણે ફોગટ વિચાર કરે, જો કે આવતી કાલની માલુમ નથી, માથે મૃત્યુનો ભય ગાજે છે, જરા રાક્ષસી સામુ જોઈ રહી છે રોગરૂપી શત્રુના હુમલા વારવાર થયા કરે છે, તો કોણ જાણે આવતી કાલે શુ થશે? માટે એવા નકામા વિચાર કરી કર્મ બાધવા નહીં વિચાર કરવા તો સહેલ છે પણ તે થકી જે પાપ બધાય છે તે ભોગવવુ મુશ્કેલ છે માટે ભવ્ય જીવોએ એવા

વિચાર વર્જવા આ ધ્યાનથી તિર્યંચ ગતિમા જવુ પડે છે એ ધ્યાન છઠ્ઠા ગુણ ઠાણા સુધી હોય છે, કારણ કે છઠ્ઠું ગુણઠાણુ પ્રમાદ સ યુક્ત છે ત્યા સુધી મુનિમહારાજને પણ એવા વિચારો આવે જે અરે ! હુ ગુરૂ વિનાનો એકલો કયા જઇશ ? ગુરૂ વિચારે જે મારા શિષ્યની શી ગતિ થશે ? હાસ્ય રતિ અરતિ થાય, શોક થાય–એક સાધુ બીજા સાધુને કહે કે તમે તો હીનાચારી છો, એમ બોલતા કલેશ થવાથી વિચિત્ર પ્રકારના સ ક પ વિકલ્પ મનમા આવે, પરસ્પર નિ દા કરવા મ ડી જાય તેથી કર્મ બ ધ થાય, અને જૈન શાસનની લઘુતા થાય–લોકો ધર્મ પામે નહીં માન પૂજાની અભિરૂચિથી પણ–બીજાના કરતા પોતાની મોટાઇ દેખાડવા અનેક પ્રકારના વિચાર કરે કે અમુકના કરતા હુ કયારે વધારે મનાઇશ–પૂજાઇશ એવુ ધ્યાન દુર્ગતિનુ કારણ છે માટે તે મોક્ષાભિલાષીઓએ ત્યાગ કરવુ કારણ કે, ચાર ગતિમા ભટકતા અનતો કાળચક્ર થયો અને હવે સારી સામગ્રી પામ્યા છતા પરપુદ્ગલની વાછાના વિચારો જો કરીશુ તો પાછા નરક નિગોદમા દુ ખ ભોગવવા પડશે વાર વાર મનુષ્ય જન્મ અને વીતરાગ ધર્મની પ્રાપ્તિ થવી બહુ દુર્લભ છે પૂજા, પ્રતિષ્ઠા, નિ દા અને સ્તુતિ એ કઈ મારો ધર્મ નથી ચેતન તારૂ સ્વરૂપ–પુદ્ગલ ભાવથી ન્યારૂ છે તો પછી શા કારણથી તે સ બ ધી વિચાર કરે છે, અને શોક કરે છે ? એમ વિચારી શુભ ધ્યાને ચઢવાને ખપ કરવો તે હિતકારક છે, એમ જાણી આર્તધ્યાન ત્યાગ કરવુ તે શ્રેય છે

૨ હવે બીજા રૌદ્રધ્યાનનુ સ્વરૂપ કહે છે

તેના ચાર પાયા છે ૧ હિ સાનુબ ધી રૌદ્રધ્યાન ૨ મૃષા નુબ ધી રૌદ્રધ્યાન ૩ સ્તેયાનુબ ધી રૌદ્રધ્યાન ૪ ચોથુ પરિ ગ્રહાનુબ ધી રૌદ્રધ્યાન એ ચાર પાયા છે

હવે ૧ હિ સાનુબ ધી રૌદ્રધ્યાનનુ સ્વરૂપ કહે છે, પૃથ્વી કાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય જીવોની હિ સા

કરી મનમા બહુ આનદ માને તથા કીડી, મકોડા, માખી, ભમરી, વીંછી, બકરા, તથા માછલાની હિસા કરીને આનદ માને તથા વાઘને મારીને વિચારે જે અહો ! મે કેવા જબરાને ગોળીએ વા એક તરવારના ઘાએ મારી નાખ્યો, વળી બદુકની એક ગોળીએ કરીને પખીને મારીને મનમા આનદ માને કે અહો ! મે કેવી કળા કરી મારું !! લડાઈમા હજારો જીવોના પ્રાણનો નાશ કરી હર્ષાયમાન થાય, મૃગ મારી હર્ષાયમાન થાય, બહુ પાપયુક્ત કામો કરી વાડી, ઘર, દુકાન પ્રમુખ બનાવે, જલચર જીવોને મારી તેના માસથી તૃપ્તિ માને, રસોઇ કરી અનેક પ્રકારના શાક બનાવી ખાઈ આનદ માને, રસોઈને વખાણી અગર કમખોડીને ખાય, જીવહિસા થતી દેખીને ખુશી થાય તથા સગ્રામ થતો દેખીને વખાણ કરે અહો ! ભાઇ તમોએ એક તરવારના ઘાએ આટલા વીર પુરૂષોને મારી નાખ્યા, તમારૂ બળ અર્જુનના જેવુ છે, તમારી છાતી તો લડવામા ભીમસેનના જેવી છે, તમો યુદ્ધમા શત્રુનો નાશ કરવામા બાકી મૂકતા નથી, તથા લડાઇ કરનાર પુરૂષોને શૂર ચઢે તેવા કડવા તથા છદો બીરૂદાવતી બોલી શૂર ચઢાવે, અનેક લડાઈ કરવાના શસ્ત્ર કરાવી આપે જમણવારના દિવસ પ્રસગે તીવ્ર માનના ઉદયથી પોતાની વાહવાહ કહેવરાવવાના વાસ્તે અનેક આરભના કામ કરે, યત્ર પીટલણુ, દવ દેવા, તળાવ ફોડાવવાના—વિષના—ઝાડો કપાવવાના—હાથીઓના દાતના આદિ વેપાર કરે—તથા કુભારના ખેતીના વેપાર કે જેમા ઘણા ત્રસ જીવોનો સત્યાનાશ નીકળી જાય છે—એવો વેપાર કરે, દુશ્મનોને મારી મનમા ઘણો આનદ માને અને મુછ મરડી બીજા આગળ કહેતો ફરે કે જુઓ મારા શત્રુના મે કેવા હવાલ કર્યા ? !! બીજા કોઇ જીવોનુ માઠુ થાય તેમા આનદ માને

પાચ પાડવો અને કૌરવોએ લડાઈ કરી, તેમા ઘણા લાખો મનુષ્યો માર્યા ગયા મહાભારતના યુદ્ધકાલમા એક બીજાનુ ખરાબ

વિચાર વર્જવા આ ધ્યાનથી તિર્યંચ ગતિમા જવુ પડે છે એ ધ્યાન છઠ્ઠા ગુણ ઠાણા સુધી હોય છે, કારણ કે છઠ્ઠું ગુણઠાણું પ્રમાદ સંયુક્ત છે ત્યા સુધી મુનિમહારાજને પણ એવા વિચારો આવે જે અરે ! હુ ગુરૂ વિનાનો એકલો ક્યા જઇશ ? ગુરૂ વિચારે જે મારા શિષ્યની શી ગતિ થશે ? હાસ્ય રતિ અરતિ થાય, શોક થાય-એક સાધુ બીજા સાધુને કહે કે તમે તો હીનાચારી છો, એમ બોલતા ક્લેશ થવાથી વિચિત્ર પ્રકારના સંકલ્પ વિકલ્પ મનમા આવે, પરસ્પર નિંદા કરવા મંડી જાય તેથી કર્મબંધ થાય, અને જૈન શાસનની લઘુતા થાય-લોકો ધર્મ પામે નહીં માન પૂજાની અભિરૂચિથી પણ-બીજાના કરતા પોતાની મોટાઇ દેખાડવા અનેક પ્રકારના વિચાર કરે કે અમુકના કરતા હુ ક્યારે વધારે મનાઇશ-પૂજાઇશ એવુ ધ્યાન દુર્ગતિનુ કારણ છે માટે તે મોક્ષાભિલાષીઓએ ત્યાગ કરવુ કારણ કે, ચાર ગતિમા ભટકતા અનંતો કાળચક્ર થયો અને હવે સારી સામગ્રી પામ્યા છતા પરપુદ્દગલની વાંછાના વિચારો જો કરીશુ તો પાછા નરક નિગોદમા દુઃખ ભોગવવા પડશે વાર વાર મનુષ્ય જન્મ અને વીતરાગ ધર્મની પ્રાપ્તિ થવી બહુ દુર્લભ છે પૂજા, પ્રતિષ્ઠા, નિંદા અને સ્તુતિ એ કંઇ મારો ધર્મ નથી. ચેતન તારૂ સ્વરૂપ-પુદ્દગલ ભાવથી ન્યારૂ છે તો પછી શા કારણથી તે સંબધી વિચાર કરે છે, અને શોક કરે ૦ ? એમ વિચારી શુભ ધ્યાને ચઢવાને ખપ કરવો તે હિતકારક છે, એમ જાણી આર્તધ્યાન ત્યાગ કરવુ તે શ્રેય છે

૨ હવે બીજા રૌદ્રધ્યાનનુ સ્વરૂપ કહે છે

તેના ચાર પાયા છે ૧ હિંસાનુબંધી રૌદ્રધ્યાન ૨ મૃષાનુબંધી રૌદ્રધ્યાન ૩ સ્તેયાનુબંધી રૌદ્રધ્યાન ૪ ચાયુ પરિગ્રહાનુબંધી રૌદ્રધ્યાન એ ચાર પાયા છે

હવે ૧ હિંસાનુબંધી રૌદ્રધ્યાનનુ સ્વરૂપ કહે છે, પૃથ્વી કાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય જીવોની હિંસા

કરી મનમા બહુ આનદ માને તથા કીડી, મકોડા, માખી, ભમરી, વીંછી, બકરા, તથા માછલાની હિસા કરીને આનદ માને તથા વાઘને મારીને વિચારે જે અહો ! મે કેવા જબરાને ગોળીએ વા એક તરવારના ઘાએ મારી નાખ્યો, વળી બદુકની એક ગોળીએ કરીને પખીને મારીને મનમા આનદ માને કે અહો ! મે કેવી કળા કરી માર્યું !! લડાઈમા હજારો જીવોના પ્રાણનો નાશ કરી હર્ષાયમાન થાય, મૃગ મારી હર્ષાયમાન થાય, બહુ પાપયુક્ત કામો કરી વાડી, ઘર, દુકાન પ્રમુખ બનાવે, જલચર જીવોને મારી તેના માસથી તૃપ્તિ માને, રસોઇ કરી અનેક પ્રકારના શાક બનાવી ખાઈ આનદ માને, રસોઈને વખાણી અગર કમખોડીને ખાય, જીવહિસા થતી દેખીને ખુશી થાય તથા સગ્રામ થતો દેખીને વખાણ કરે અહો ! ભાઇ તમોએ એક તરવારના ઘાએ આટલા વીર પુરૂષોને મારી નાખ્યા, તમારૂ બળ અર્જુનના જેવુ છે, તમારી છાતી તો લડવામા ભીમસેનના જેવી છે, તમો યુદ્ધમા શત્રુનો નાશ કરવામા બાકી મૂકતા નથી, તથા લડાઇ કરનાર પુરૂષોને શૂર ચઢે તેવા કડવા તથા છદો બીરૂદાવલી બોલી શૂર ચઢાવે, અનેક લડાઈ કરવાના શસ્ત્ર કરાવી આપે જમણવારના દિવસ પ્રસગે તીવ્ર માનના ઉદયથી પોતાની વાહવાહ કહેવરાવવાના વાસ્તે અનેક આરભના કામ કરે, યત્ર પીલણ, દવ દેવા, તળાવ ફોડાવવાના–વિષના–ઝાડો કપાવવાના–હાથીઓના દાતના આદિ વેપાર કરે–તથા કુભારના ખેતીના વેપાર કે જેમા ઘણા ત્રસ જીવોનો સત્યાનાશ નીકળી જાય છે–એવો વેપાર કરે, દુશ્મનોને મારી મનમા ઘણો આનદ માને અને મુછ મરડી બીજા આગળ કહેતો ફરે કે જુઓ મારા શત્રુના મે કેવા હવાલ કર્યા ? !! બીજા કોઇ જીવોનુ માઠુ થાય તેમા આનદ માને

પાચ પાડવો અને કૌરવોએ લડાઈ કરી, તેમા ઘણા લાખો મનુષ્યો માર્યા ગયા. મહાભારતના યુદ્ધકાલમા એક બીજાનુ ખરાબ

કરવા શકુની દુર્યોધન વિગેરેએ બાકી રાખી નથી તે વખતે જીવોએ રૌદ્રધ્યાન ધ્યાવી મહા અશુભ ગતિ ઉપાર્જન કરી હશે માટે એવા દુર્ધ્યાનથી દૂર રહેવુ શ્રેષ્ટ છે

## હવે બીજુ મૃષાનુબંધી રૌદ્રધ્યાન કહે છે.

જૂઠુ બોલી છળકપટ કરી મનમા બહુજ ખુશી થાય તથા બીજાઓ પાસે જૂઠુ ભાષણ કરાવી આનંદ માને, તથા જૂઠુ બોલનારને વખાણે કે ભાઇ તારા જેવો જૂઠુ બોલનાર કોઇ નથી કે બીજાને જૂઠાપણાની માલુમ પડે નહી, અને પોતાનુ કામ સાધે, તથા મનમા વળી વિચારે કે મે એવી યુક્તિસર વાત બનાવીને કહી છે કે-કોઇની તાકાત નથી કે મારા પ્રપંચને સમજી શકે મિનકપટ બાજીપણુ એ એક જુદી શકિત છે ! આજ કાલ મારી સાથે કોઇ પણ માણસ પ્રપંચની બાજીમા ફાવી શકે તેમ નથી વળી જૂઠુ બોલી બીજાને છેતરવુ તે પણ કરામત છે, એવા ગુણના પ્રસંગે જો હુ ન હોત તો શુ પરિણામ આવત તેની અત્યારે શી વાત ! વળી મનુષ્યો અનેક પ્રકારના ખોટા દસ્તાવેજ કરી ઉલટસુલટ કરી તથા વિશ્વાસઘાતના કામો કરી મનમા ઘણા ખુશી થાય વળી રાજ્ય દરબારમા તથા બીજાઓ પાસે શત્રુઓની ચાડી-નિંદા કરી મનમા હર્ષ પામે તથા અન્યોઅન્ય ખોટા વિવાદ ચલાવે તથા મિથ્યાત્વના વચન ઉચ્ચારણ કરે, તથા કપટ સહિત ભાષણ કરે તથા કચેરીમા ખોટી શાક્ષીઓ પૂરી કેસ જીતાવી વિચારે જે મે કેવો તેને જીતાડ્યો છે ? વળી દાણ ચોરી સબંધી જૂઠુ વચન બોલી આનંદ પામે કે મે કેવી ચતુરાઇ કેળવી કે દાણીને છેતર્યો તથા પાંચ પ્રકારના મોટા અસત્ય વચન બોલી કાર્ય સાધી આનંદ માને, એકની જૂઠી વાત બીજાને કહે અને બીજાની જૂઠી વાત સામાને કહે- આમ માહો માંહે લડાઇ કરાવી ખુશી થાય કે જો મે કેવી બહાદુરી કરી કે સામ સામા મારમારા કરાવી, સરકાર દરબાર મોક યા-મારા જેવો જૂઠુ બોલી ઠગનાર કોઇ નથી ! અમુક ઘરાકને જૂઠુ બોલી

ઠગી મનમા આનદ માને ઇત્યાદિ મૃષાનુબધી રૌદ્રધ્યાન છે

આવા વખતે જૂઠુ બોલતા મનુષ્ય વિચાર કરતો નથી. પરભવમા જૂઠુ બોલવાથી જીભ પામવી પણ મુશ્કેલ થશે અને મુગાપણુ પ્રાપ્ત થશે નરકના દુખો ભોગવવા પડશે, તે વખતે આક્રદ કર્યા કરશે તેની જીભ પરમાધામી દેવતાઓ તાણી નાખશે મહા રૌરવ દુખ ભોગવવા પડશે માટે ભવ્ય પ્રાણીઓએ એ ધ્યાનથકી દૂર રહેવુ

## હવે ત્રીજુ સ્તેયાનુબધી રૌદ્રધ્યાન કહે છે.

અનેક પ્રકારના છળકપટ, દગાબાજી, પ્રપચ, વિશ્વાસઘાત કરી ભદ્રક જીવોની બહુમૂલ્યવાળી વસ્તુ થોડી કિમત આપી લેઇ લે, અને મનમા ખુશી થાય વળી ચોરી, રસ્તાની લુટ, તાળાભાગવા, ખાતર પાડવુ, ત્રીજોરી લુટવી ઇત્યાદિ કામો કરી પરધન મેળવી મનમા ખુશી થાય તેવા ચોર, લુટારા, ગઠીયા પાસેથી મિલકત લેવામા અને તેમને મદદ કરવામા બહુજ હિમતથી પ્રવર્તે, અને લાભ મેળવી આનદ માને પોતે વેપારી હોય અને ઘરાકો વસ્તુ ખરીદવા આવ્યા હોય, તેવે પ્રસગે વિશ્વાસ બેસાડી નમુનો કાઇક બતાવી માલ અન્ય તરેહનો આપે અને પોતાને સોદો કરવામા કરામતવાળો માને ભરવામા, તોળવામા ઓછુ આપવાની દાનત રાખે, વસ્તુની કિમત ઠરાવતી વેળાએ જે ભાવ કહ્યો હોય તેનાથી વધારે ભાવ લખે, ઘી, ખાડ, રૂ, તેલ પ્રમુખ માલ વેચવામા સેળભેળ કરી લેનારને છેતરી મનના આનદ પામે નોકરીનો ધધો કરતો છતો ઉપરાણી લાવી ખાઇ જાય તથા અમલદારની જગ્યા મળી હોય તે વખતે લોકો પાસેથી લાચ વગેરે લેઇ પોતાનુ ખીસુ ભરી હર્ષવત થાય, ઉઘરાણી ઉઘરાવી પોતે ખાઇ જાય, નોકર હોય તો પોતાના શેઠને છળ કપટ કરી છેતરે અને પૈસા ખાઇ રાજી થાય દગાબાજીથી ભોળા લોકોને છેતરે, પૈસા ભેગા કરી મનમા વિચારે જે

મારા જેવો અકલબાજ કોણ છે ? ચોરી કરી મનમા એવો ખુશી થાય કે મારા જેવો ચતુર કોણ છે ? અને મારા જેવી શક્તિ કોનામા છે ? પૈસો ભેગો કરવો તેમા તો ફુડકપટ કરવુ સારૂ છે, અમુકને આજ માલ આપવામા ઘણો પ્રપચ કરીને અમુક કિમત મેળવી તે શુ હુશિયારી વિના બને છે જૂઠા દસ્તાવેજ બનાવી લોકો ઉપર ન્યાયની અદાલતોમા દાવા કરી ફત્તેહ મેળવી અન્યાયથી ધન ઉપાર્જન કરી પોતાને ઋદ્ધિવાળો દેખી ઘણો આનદ માને ન્યાયના અધિકારીઓને ધોળે દિવસે છેતર્યા તેથી મારા જેવો કોણ ચાલાક છે ? આગગાડીના ડબામા ઉંઘી ગએલા માણસોનુ ધન ચોરી લઈ ખુશી થાય કોઈની ગાઠ છોડી લે !

ઇત્યાદિ કામ કરવાથી આ ભવમા અને પરભવમા ઘણું દુ ખ થાય છે આ ભવમા રાજા જાણે તો કેદમા નાખે, દડ કરે, આબરૂ જાય, લોક તેનો વિશ્વાસ કરે નહીં, કોઈ પાસે તેને ઉભો રહેવા દે નહીં તથા પરભવમા ઉંટ, બિલાડા, ઘુઅડ, સ્ત્રીના અવતાર, માછલાના અવતાર પામે, સિહ, વાઘ, શ્વાન, ગોધાના અવતાર પામે, અને ટાઢ, તરસ, છેદન ભેદન, તાડન, તર્જના વિગેરે દુ ખ પામે, નરકમા ઉત્પન્ન થયે છતે પરમાધામીઓ વિવિધ પ્રકારની વેદના કરે મહારૌરવ દુ ખ ભોગવવા પડે, વળી પાછો મનુષ્ય જ મ પામવો દુર્લભ થાય, માટે ભવ્યપ્રાણીયોએ ત્રીજા સ્તેયાનુબ ધી રૌદ્રધ્યાનનો ત્યાગ કરવો એ સારૂ છે

## હવે ચોથુ પરિગ્રહાનુબધીરૌદ્રધ્યાન કહે છે

ધન, ધાન્ય, ખેત્ર, વાસ્તુ, રૂપ, સુવર્ણાદિ પરિગ્રહ બહુજ વધારી મનમા ખુશી થાય, લોભનો થોભ નથી એવો વિચાર નર તર આળસુઓ કરે છે તથા શકિતહીન કરે છે પરતુ પોતે મનમા વિચારે કે પૈસો ધન, દોલત, એજ જગતમા સાર છે વસુ વિના નર પશુ છે કહ્યું છે કે—

यस्यास्ति वित्त स नर कुलीन,
स पडित, स श्रुतिमान् गुणज्ञ, ॥

स एव वक्ता स च दर्शनीयः
सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥ १ ॥

ભાવાર્થ—જેની પાસે પૈસા છે તેજ માણસ કુળવાન્ જાણવો અને તેજ પડિત જાણવો, અને શ્રુતિમાન્ તેજ જાણવો, અને તેજ ગુણવાન્ જાણવો અને તેજ વક્તા જાણવો, મતલબ કે સર્વે ગુણો સોનાનો આશ્રય કરી રહ્યા છે માટે ધન મેળવવુ તે ઘણી કઠીન વાત છે ધનમાજ સર્વસ્વ માનીને તદર્થે અનેક પાપો કરે

પરિગ્રહથી કુટુબમા માન મળે છે, પૈસાથી સગા વહાલા માન આપે છે, લોકો પૈસાવાળાને આગળ બેસાડે છે, માટે ધન તેજ જગતમા સાર છે, પરિગ્રહની મમતા ઓછી નહીં કરતા વધારવાની ચિતા કર્યા કરે, વળી મનમા વિચારે જે દ્રવ્ય મેળવવુ તેમા તો તાકાત છે પણ મેળવીને સાચવી રાખવુ તેમા તો ઘણી તાકાત જોઈએ છીએ મે કરામત અજમાવી ન હોત તો આ પૈસા જળવાવવા મુશ્કેલ હતા, વળી મનમા વિચારે જે-ધર્મ-દાન-પુણ્ય-નવકારશી ઈત્યાદિક કામોમા પૈસા ખરચવા તેનુ ફળ પ્રત્યક્ષ કોણે દીઠુ છે ? ધર્મધુતારા-જોગી સન્યાગી-બ્રાહ્મણ-જતિયોએ અખાડા માડી લોકોને લુટવાના રસ્તા માડ્યા છે, જેઓ તેઓની જાળમા ફસાઈ જાય છે-તેઓ અક્કલહીન હોય છે-પોતે ચમડી તુટે પણ દમડી ન છુટે તેવી મનોવૃત્તિ રાખી ખુશ થાય છે

પૈસો પેદા કરવાનેમાટે મોટા મોટા પાપારભના કામ કરે, લોકવિરૂદ્ધ, રાજ્યવિરૂદ્ધ, કુળવિરૂદ્ધ, ધર્મવિરૂદ્ધ, પૈસા કમાઇ તેને જાળવી રાખી મનમા પોતાની બડાઇ માને વળી મનમા વિચારે જે મે એકલાએજ આ ધન મેળવ્યુ છે હુ પૈસા સાચવી નહીં રાખીશ તો આ સર્વેના ભુડા હાલ થશે, વળી મનમા વિચારે જે આ સર્વે કુટુબ મારા નસીબે ખાય-

પીવે છે એમ પોતાના નમીઅને સારૂ માની અભિમાન કરે, કદાચ કર્મના ઉદયે કોઇ આસામી નરમ પડવાથી રકમ ઘણાય તો મનમા ઘણો પશ્ચાત્તાપ કરે, તમામ લોકોના નગીયા ગણે, રાત દિવસ ધન નષ્ટ થવાની ધાસ્તી રાખી સુખે કરી સુવે નહીં, ઘર, દુકાન, પેઢી, ત્રીજોરીના તાળા વારવાર ઢંઢોળ્યા કરે સગા પુત્ર કે ભાઇનો પણ જરામાત્ર વિશ્વાસ કરે નહીં ધવળશેઠની પેઠે ધન કમાવવામાજ ચિંતા કર્યા કરે, મમ્મણ શેઠની પેઠે પરિગ્રહ રક્ષણ કરવામા ઘણોજ પ્રયત્ન કરે, બીજાઓને કુબુદ્ધિ આપે, વળી પરિગ્રહ, ભૂમિ મધ્યે દાટે તથા બીજે અનેક સ્થાને ગોપવે વળી મનમા વિચાર કરે કે રખેને મારૂ ગોપેલુ ધન કોઇએ દીઠુ તો નથી પરિગ્રહ રક્ષણ કરવાવાસ્તે ચાકર નોકર શિરબંધી રાખે અન્યને નરમ જાણી તેના ઉપર દાવો કરે અને તેના ઘરનો માલ સર્વે વેચાવી પૈસા વસુલ કરે ઇત્યાદિ પરિગ્રહા નુબંધી રૌદ્રધ્યાન છે

આ ધ્યાનથી નરક, તિર્યંચની ગતિ પ્રાપ્ત થાય છે જુઓ! પરિગ્રહની મમતા ધરી સુભૂમ ચક્રવર્તિ સમુદ્રમા બુડયો અને નરકમા ગયો, વળી મમ્મણ શેઠ લોભી અંતે મરી માઠી ગતિમા ગયો ચેતન વિચારતો નથી કે મૃત્યુ થયા પછી આ પૈસો સાથે આવવાનો નથી, પૈસો કમાવવામા જેટલુ કર્મ બાધે છે તે ભોગવ્યા વિના તારો છૂટકો થવાનો નથી, જે ધન તુ એકઠુ કરે છે તે સર્વે જણ ખાશે પણ તેનુ જે પાપ થયુ હોય તે તો તારે એકલાને ભોગવવુ પડશે, નંદરાજાની સોનાની ડુંગરીઓ સમુદ્રમા રહી પણ નંદની સાથે બીજી ગતિમા ગઈ નહીં એ ધન કોઈનુ થયુ નથી અને થવાનુ નથી, એ ધનના ભોગવનાર અનંતા ગયા અને જશે પણ ધન કોઈની સાથે જવાનુ નથી વળી મરતી વખતે ધન ઉપર મમતા રહી જાય તો દુર્ગતિ થાય છે ધન કમાયા બાદ તેને સાચવવાની ચિંતા રહે છે, વળી તેને વાપરવાની ચિંતા રહે છે, પણ તેથી વસ્તુત કંઇ સુખ ભાસતુ નથી માટે ભવ્ય

પ્રાણીઓગે પરિગ્રહાનુબધી રૌદ્રધ્યાનને હૃદયમા વસવાનો માર્ગ આપવો નહીં એજ સાર છે

એ ચાર પાયા કરે–કરાવે અને કરતાને અનુમોદે અને તેને વિષે સ્થિર વિચાર તે રૌદ્રધ્યાન જાણવુ તે મહા દુખકારી છે નરકની ગતિ આપનારૂ છે એ ધ્યાન પાચમા ગુણ ઠાણા સુધી હોય છે, અને તે કષાયના સત્વપણાથી છઠ્ઠાગુણઠાણે પણ તેનો સભવ છે એ ધ્યાનમા કૃષ્ણલેશ્યા, કાપોતલેશ્યા, નીલલેશ્યા એ ત્રણ સભવે છે એ લેશ્યાવાળાના પરિણામ અતિ સકિલષ્ટ હોય એટલે મહાક્રૂર દુષ્ટ પરિણામી હોય એ લેશ્યા ઘણા દોષોનુ કારણ છે નાના જીવોને એ લેશ્યાની પ્રવૃત્તિએ કરી પાપ કામમા ખુશખુશ્તીપણુ હોય, નિર્દયપણુ હોય, પશ્ચાત્તાપ હોય નહીં પરતુ ભૂડુ થવાથી ખુશીપણુ માને એ સર્વે લક્ષણ રૌદ્રધ્યાનના જાણવા

આર્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે ધ્યાન મહા અશુભ છે એ બે ધ્યાનમા પ્રવર્તનારજીવ, ચારગતિરૂપ સસારમા પરિભ્રમણ કર્યા કરે છે, અને અનેક પ્રકારના દુખ પામે છે એનો રસ મહા કડવો જાણવો એ બે ધ્યાનથી ભવ્યજીવોએ દુર રહેવુ, એ બે ધ્યાન રૂપી મોટા શત્રુ આત્માના છે અનત શક્તિમય આત્માને એ બે શત્રુ અત્યત દુખ દે છે અનાદિ કાળના એ બે દુર્ધ્યાન છે તે આત્માને લાગેલાં છે માટે એ બે શત્રુને દૂર કરશે તેને ધન્ય છે

## હવે ત્રીજુ ધર્મધ્યાન કહે છે.

તેના ચાર પાયા કહેછે **૧ આજ્ઞાવિચય, ૨ અપાયવિચય, ૩ વિપાકવિચય, ૪ સસ્થાનવિચય.**

૧ પહેલા આજ્ઞાવિચય નામના પાયાનુ સ્વરૂપ કહે છે આજ્ઞા વિચય એટલે—વીતરાગ દેવની આજ્ઞા સાચી કરી સદ્દહે, એટલે ભગવતે છ દ્રવ્યનુ સ્વરૂપ, નય પ્રમાણે નિક્ષેપા સહિત, સિદ્ધ સ્વરૂપ, નિગોદસ્વરૂપ, લોક સ્વરૂપ જેમ કહ્યુ છે તેમ સદ્દહે,

તે આજ્ઞા પ્રમાણે યથાર્થ ઉપયોગ ભાસન થયો તેને હર્ષે કરી તે ઉપયોગ મધ્યે નિર્ધાર, ભાસન રમણ અનુભવતા એ ચ તન્મયપણે રહે એ આજ્ઞા વિચય ધર્મધ્યાન જાણવુ

વીતરાગ ભગવતે વ્યવહાર માર્ગ, જે જે પ્રરૂપ્યો છે, તથા નિશ્ચય માર્ગ પ્રરૂપ્યો છે, તે બેને સત્ય કરી માને પણ બેમાથી એકને પણ ઉત્થાપે નહીં; કહ્યુ છે કે—आणाए धम्मो આજ્ઞા વિના જે ટલી કરણી કરવી તેટલી અલેખે થાય છે જુઓ જમાલીએ ઉત્કૃષ્ટ ચારિત્ર પાળ્યુ પણ વીતરાગની આજ્ઞા વિરૂદ્ધ વર્તવાથી તેને સસારમા રખડવુ પડશે વળી તીર્થંકર ભગવતે ચાર પ્રકારે નિક્ષેપાનુ સ્વરૂપ કહ્યુ છે તે યથાતથ્ય કરી જાણે વીતરાગની આજ્ઞા ખડન કરવાથી નિન્હવપણુ પ્રાપ્ત થાય છે છ આવ શ્યકની કરણી કરવી તે પણ વીતરાગની આજ્ઞા છે, તથા શ્રાવકના બારવ્રત તથા સાધુના પચ મહાવ્રત પણ વીતરાગ ભગવતે કથન કર્યા છે તે પાળવા, પરમેશ્વરની પ્રતિમા ભરાવવી, દેરાસર કરાવવા, પ્રતિમાની પૂજા કરવી, સાધર્મીવાત્સલ્ય કરવુ તે પણ વીતરા ગની આજ્ઞા છે વીતરાગ ભગવતે સાધુને પચ મહાવ્રત ધારણ કરવા કહ્યા છે તે કહે છે—

अहिंसा सूनृतास्तेय-, ब्रह्मचर्यापरिग्रहाः ॥
पचभि पचभिर्युक्ता भावनाभिर्विमुक्तये— ॥ १ ॥

૧ અહિસા વ્રત ૨ સત્ય વચન બોલવુ ૩ અસ્તેય ૪ બ્રહ્મ ચર્ય પાળવુ ૫ સર્વ પરિગ્રહનો ત્યાગ એ પાચ મહાવ્રતોમા એકેક મહાવ્રતની પાચ પાચ ભાવના છે

પ્રથમ મહાવ્રતનુ સ્વરૂપ—પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય-વનસ્પતિકાય એ પાચ સ્થાવર, તથા બેરેદ્રી, તેરેદ્રી, ચૌરેદ્રી, પચેદ્રિ-આ સર્વ જીવોને પ્રમાદ વશ થઇ મારે નહીં-પ્રમા દને વશ થઇ જીવતા પ્રાણનોનાશ કરાવે-તેનો જે ત્યાગ તેનુ નામ અહિસાવ્રત છે

બીજા વ્રતનું સ્વરૂપ —

प्रिय पथ्य वचस्तथ्य, सूनृत व्रतमुच्यते ॥
तत्तथ्यमपिनो तथ्य-मप्रिय चाहितं च यत् ॥

ભાવાર્થ—જે વચન સાભળવાથી બીજા મનુષ્યો ખુશી થાય તે વચન પ્રિય કહેવાય છે તથા જે વચન, જીવોને પથ્યકારી હોય, પરિણામે સુદર હોય, અર્થાત્ જે વચનથી આગળ જીવને સારૂ થાય, તથા જે વચન સત્ય હોય એવુ જે વચન બોલવુ તે સૂનૃત વ્રત કહીએ

ત્રીજા વ્રતનુ સ્વરૂપ—માલેકના આપ્યા વિના જે લેવુ તેનો જે ત્યાગ તે અસ્તેયવ્રત કહેવાય છે અદત્તાદાન ચાર પ્રકારનુ છે, ૧ સ્વામિ અદત્ત, ૨ જીવ અદત્ત, ૩ તીર્થકર અદત્ત, ૪ ગુરૂ અદત્ત આ વ્રતમા આ ચારે પ્રકારનુ અદત્ત ગ્રહણ કરવુ નહી

ચોથા મહાવ્રતનુ સ્વરૂપ કહે છે—દેવતાના, મનુષ્યના, તિર્યચના ઔદારિક તથા વૈક્રિય શરીર સાથે વિષય સેવન કરવુ તેમજ બીજાઓ પાસે સેવન કરાવવુ, તથા જે કરે તેને અનુમતિ આપવી, આ છ ભેદ મનથકી, વચનથકી અને કાયાથકી એ રીતે અઢાર પ્રકારથી મૈથુન સેવનનો ત્યાગ તેને, બ્રહ્મચર્ય કહે છે

૫ પાચમા મહાવ્રતનુ સ્વરૂપ કહે છે—ધનધાન્યાદિ નવવિધ પરિગ્રહનો ત્યાગ, તથા પરપુદ્ગલમા જે મમત્વભાવ મૂર્છા—તેનો જે ત્યાગ તે અપરિગ્રહવ્રત કહેવાય છે જેની પાસે પોતાના શરીર વિના બીજી કઇ વસ્તુ નથી તેને પણ નિષ્પરિગ્રહપણુ છે, એમ કહેવાય નહી કારણ કે તેને મમતા—મૂર્છા લાગી રહી છે, તેથી પરિગ્રહ અવ્રત એમજ જાણવુ જો જ્ઞાનદ્વારા મૂર્છા ત્યાગ્યા વિના ત્યાગી થવાતુ હોય તો કુતરા ગધેડા પણ ત્યાગી થવા જોઈએ मुच्छा परिग्गहो वुत्ता મૂર્છા તેજ પરિગ્રહ છે જે સાધુની પાસે ધર્મ સાધન કરવાના વસ્ત્ર, પાત્ર આદિ ઉપકરણ છે, પણ

